રમણીક સાહિત્ય ગ્રંથમાળા પુષ્પ ૬

# સ્વતંત્રતાનાં ગીતો

"બાપુને શરણે આવોરે અવસર છે છેલ્લો"



કિંમત એક આનો

પ્રયોજક
કેશવલાલ નગીનદાસ શાહ

## ‘ધન્ય વીર ટોળી’

રણુ જંગનું નગારૂં, ગંભીર તેં વગાડયું
હીર હિન્દનું જગાડયું—

હો ધન્ય વીરટોળી
તું ધન્ય વીરટોળી

છળ ને પ્રપંચ છોડી નિજ સ્વાર્થ દુર્ગ તોડી
તેં અભય જાન જોડી—

હો ધન્ય વીરટોળી
તું ધન્ય વીરટોળી

દઢ નમ્ર વચન બોલી, સત્યાગ્રહી અમોલી
શાળા વિશુદ્ધ ખોલી—

હો ધન્ય વીરટોળી
તું ધન્ય વીરટોળી

ગ્રહી સત્ય વાત સીધી, તેં ટેક અડગ લીધી
મદ મસ્તથી ન બીધી—

હો ધન્ય વીરટોળી
તું ધન્ય વીરટોળી

આ હિન્દના નિવાસે, સ્વાતંત્ર્ય યુદ્ધ થાશે
તુજ ગાન ત્યાં ગવાશે—

હો ધન્ય વીરટોળી
તું ધન્ય વીરટોળી

[ મૂળ ત્રિભુવન વ્યાસનું ફેરવીને ]

---

# સ્વતંત્રતાનાં ગીતો

પ્રયોજક
કેશવલાલ નગીનદાસ શાહ

નહિ રખની, નહિ રખની, સરકાર
જાલીમ નહિ રખની,
× × ×
ચલાયા જુઠકા સૌદા
ઉસે આંધી હટાયેંગે
સત્યદેવ



કિંમત એક આનો

પ્રકાશક
એસ. જે. શાહ
માદલપુર-અમદાવાદ

## ધૂન

ડંકો વાગ્યો લડવૈયા, શૂરા જાગજો રે;
શૂરા જાગજો રે, કાયર ભાગજો રે;
ડંકો વાગ્યો!

× × ×

ડંકો વાગ્યો ભારતની બહેનો જાગજો રે;
બહેનો જાગજો રે, વિદેશી ત્યાગજો રે;
ડંકો વાગ્યો!

× × ×

કાઢી નાંખો વિદેશી વસ્ત્રો આજથી રે;
આજથી રે, ખરા ત્યાગથી રે;
કાઢી નાંખો!

× × ×

માથું મેલો, સાચવવા સાચી ટેકને રે;
સાચી ટેકને રે, સાચી ટેકને રે;
માથું મેલો!

× × ×

તોડી પાડો સરકારી જુલ્મી કાયદા રે;
જુલ્મી કાયદા રે ( ૨ )
તોડી પાડો!

+ + +

ભારતમુક્તિને કાજે, કાયા હોમજો રે;
કાયા હોમજો રે; ( ૨ )
ભારત મુક્તિ!

---

આવૃત્તિ પહેલી
વૈશાખ વદી અગીઆરસ

મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા.
મુદ્રણસ્થાન : વ સં ત મુ દ્ર ણા લ ય
ઘીકાંટા રોડ : અમદાવાદ.

## સરફરોશી કી તમન્ના

### (૧)

સરફરોશી કી તમન્ના અબ હમારે દિલમેં હય,
દેખના હૈ જોર કીતના બાજુએ કાતિલમેં હય.
રહરવે રાહે મહોબ્બત રહે ન જાના રાહમેં,
લજ્જતે સેહરાન-વર્દી દૂર યે મંઝીલમેં હય.
આજ ફિર મ.કતલમેં .કાતિલ કહ રહા હૈ બાર બાર,
કયા તમન્નાએ શહાદત ભી કિસી કે દિલમે હય.
અય શહીદે મુલ્કેમિલ્લત મેં તેરે ઉપર નિસાર,
અબ તેરી હિમ્મત કા ચર્ચા ગેર કી મહફિલમેં હય.
વ.કત આને દે બતાદેંગે તુઝે અય આસમાં!
હમ અભી સે કયા બતએ કયા હમારે દિલમેં હય.
અબ ન પહેલે વલવલે હૈં ઔર ન અરમાનોંકી ભીડ,
સિર્ફ મિટ જાનેકી હસરત યક દિલે બિસ્મિલમ હય.

બીસ્મિલ

## આઝાદીની તમન્ના

### (૨)

યે શિર જાવે તો જાવે, પર આઝાદી ઘર આવે;
યે જાન ફેના હો જાવે, પર આઝાદી ઘર આવે. ૧
જો આગે કદમ ઉઠાયા, વો અબ નહિ હટને વાલા;
જો યકીન અપને પાયા, વો કભી નહિ રૂકને વાલા. ૨
યે નવજવાનોકી સેના, અબ નહિ હટને વાલી;
યે નવજવાનોકી સેના, અબ નહિ રુકને વાલી. ૩
હમ ખુની જીગર કે પ્યાલે, દુશ્મનકો પીલાને વાલે;
હમ નહિ હૈ બુઝદિલ આદમ, હમ કુર્બાની કરને વાલે. ૪

અય ગરદન ઉંચે ઉઠાઈ, નહિ જુલ્મોસે ઝુકને વાલી;
અય સિતમ કરને વાલે. ચલ બંદૂક જલ્દી ઉઠા લે.
હમ ખડે હે ઘર કે સીના, અય ગોલી ચલાને વાલે;
ચલ બતાદે તાકત તેરી, અબ હમ નહિ હટને વાલે.
હમ મરેંગે લડતે લડતે, નહિ લડાઇ મરને વાલી;
મયદાન ન હોગા ખાલી, જબતક ન હો ખુશહાલી.
અય મંજૂર હમે હય મરના, ચલ અપના સાજ સજાલે;
ચલ બતાદે તાકત તેરી, અબ હમ નહિ થકને વાલે.

---

## ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં

## (૩)

ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં, ·
ઉતર્યાં કંઈ આથમણે ઓવાર રે
પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં,
લીલી વાડી ને મીઠી છાંયડી,
નિર્મળાં કંઇ નદીઓ કેરાં નીર રે—પરદેશી૦
આંબે આંબે તે કોયલ લ્હેરતી,
ઉડતા કાંઈ રૂડા હંસ ને મોર રે—પરદેશી૦
પુરી પનોતી બેઠી દેશની,
અટારીએ કંઇ ભેરવના ભણકાર રે—પરદેશી૦
ઘેર ઘેર તે ઘુવડ બોલીઆં,
રોવા લાગ્યાં કાંઇ શ્વાન ને શિયાળ રે—પરદેશી૦
ધરતી રૂએ મેલી ધ્રુસકાં,
અધર્મના કાંઇ દુઃખનો નહિ પાર રે—પરદેશી૦

બાળા રાંડે તે બાર વર્ષની,
માડી પહેલાં મરે નાનાં બાળ રે—પરદેશી૦
ધરતી સુકાઇને થઇ વાંઝણી,
કરવા બેઠા કળજુગના કાળ રે—પરદેશી૦
સુના ચરા ને સુનાં ગૌચરાં,
સુના સુના પાણીઆરીના ઘાટ રે—પરદેશી૦
ભાંગી ભરવાડોની મોરલી,
કારખાને કંઇ કામધેનુ કપાય રે—પરદેશી૦
તૂટી શાળો ને તૂટયા રેંટીઆ,
કારીગરોના કાપી નાખ્યા હાથ રે—પરદેશી૦
કજીઆ કરાવી ભાઇ ભાઇમાં,
પોતે થઇ બેઠા મોટા ભૂપ રે—પરદેશી૦
આવ્યા ઓઢીને એવી કામળી,
ઓળખાયા નહિ અંતરના ભોરિંગ રે—પરદેશી૦
કરી કચેરી ઉંચે ડુંગરે,
વાળવા બેઠા દેશ કેરો દાટ રે—પરદેશી૦
વધ્યા કાયદાને વધી કોર્ટો,
વધ્યા કંઇ ગુન્હાના કરનાર રે—પરદેશી૦
વકીલો વધ્યા ને વધ્યા ડૉક્ટરો,
વધ્યા કંઇ કજીઆ ને રોગ રે—પરદેશી૦
એવો વેરો તે નાંખ્યો આકરો,
ખેડુતોને ખાવા ન મળે ધાન રે—પરદેશી૦
ગરવા ગામનાં તો ઝુરે ઝુંપડાં,
માડી જાયા દેશીઓ વિંધાય રે—પરદેશી૦
આંખે પાટા બાંધ્યા લોકને,
કુચો દઇ રુંગળાવી નાખ્યા શ્વાસ રે—પરદેશી૦

હેરા નાખ્યો એણે ડોકમાં,
પગે દીધી જકડી જંજીર રે—પર૦
એવે આવ્યા ગાંધીજી મોખરે,
યુગ યુગની ઉડાડી તેણે ઉંઘ રે—પરદેશ
દેશ તણો એ સાચો દિકરો.
કર્મવીર કસ્તુરબાના કંથ
રૂઠી સરકાર રંક લોક પર,
તુટી પડી જાણે વરૂ વાઘ રે—પરદેશ
ઠામે ઠામે જંજીરો ગોઠવી,
ઠામે ઠામે ઉડાડયાં એણે ખનુન રે—પરદેશી
મહેલ જાણીને જજો જેલમાં,
છાતી ઉપર ઝીલજો બંદુક રે—પરદેશી
માતા જેવું હૈયું રાખજો,
દીલમાંહી રાખશો નહિ ડંખ રે—પરદેશી
પાયા ડગમગીઆ એના રાજ્યના,
ડોલતાં એના સિંહાસન દેખાય રે—પરદેશી
તાજ એમો પડુ પડુ થાય છે,
પુરેપુરૂ ભરાયુ એનુ પાપ રે—પરદેશી
કાં તો હારશે એ એના પાપથી,
અથવા મરશે માંહોમાંહી કપાઇ રે—પરદેશી

---

## ગડેગડે છે મોત ડંકા

### (૪)

ગડગડે છે મોત-ડંકા હિંદની સરકારના,
ફુંકાય છે રણનાદ—અમદાવાદ ગાંધી હારના,

ચડકે હૃદય, કર થરથરે છે; આજ દેશી રાજના,
ભડભડ જુઓ! ભડકા થતાં દેખાય તખ્તે તાજના.
તલવાર કેરી ધારથી સત્તા ટકાવી રાખવા,
હિન્દી પ્રજાને બોમ્બની બીકથી દબાવી નાંખવા;
શું રૂપ રાક્ષસનું ધરી સરકાર હાથ ઉઠાવશે?
ભેળા કદિ ગોરા ગગનમાં ગોળીયો વરષાવશે?
ડરશે ન જરીએ હિન્દીઓ તલવારના તોફાનથી,
પાછો નહિ પગ મૂકશે સરકારના ઉન્માદથી;
પણ સ્થાપવા સત્તા પ્રજાની વિપ્લવો સળગાવશે,
કરી સાફ શાહીવાદને; હિન્દી ધ્વજા ફરકાવશે!

## મોહન મીઠું પકાવે.

(૫)

દાંડી તણા કિનારે મોહન મીઠું પકાવે,
મોહન મીઠું પકાવે સૈનિક સઉ પકાવે.
એકસોને ચાર યોદ્ધા બાપુની સંગ ચાલે,
સત્યાગ્રહી પકાવે સરકાર તે ઝુંટાવે.
અહિંસાતણા સૈનિકો શસ્ત્રો વિના ઝઝુમે,
સરકારી જુલ્મો સામે ગાંધીજી શીર ઉઠાવે.
સ્વતંત્રતાને કાજે અપૂર્વ યુદ્ધ જમાવે,
જોરી જગત ન જોયું આ રાજ્યને ઉખાડે.
અહિંસા તણા એ વીરો સમરસ સરસ પકાવે,
દુનિયામાં સઉથી મોટો સઉ કોઇને નમવે.
ભારત તણા સંતાનો સઉ જેલને સ્વીકારે,
જાલીમ જો દમ બતાવે ભરતીનાં પુર આવે.

એ જુલ્મી કર જો જાશે બીજા પછી તોડાશે,
સ્વાતંત્ર્ય વીણ ઉદાસી બીજું કશું ન ભાવે. દાંડી
જાલીમ તણા સીતમને ભડવીર એ નમાવે,
પડકારથી ધ્રુજાવે સલ્તનતને એ ડોલાવે. દાંડી
આપોને ભોગ વીરો માતાને કાજ આજે,
સ્વાતંત્ર્ય યુદ્ધ માટે વીર હાક આજે ગાજે. દાંડી

---

## ભીષ્મ—પ્રતિજ્ઞા

### ( ૬ )

ગિરિતેં ગીરાઓ, મઝધારમેં બહાઓ.
મહાસાગરમેં ડુબાઓ, કિન્તુ હાથ નહિ જોડેંગે,
તીખી તેગસે કટાઓ, તત્તે તેલમેં કઢાઓ,
ચાહે ખાલ ખિચવાઓ, પર મુખ નહિ મોડેંગે.
કાલી નાગ તે ડંસાઓ, ચાહે ભૂમિમેં ગડાઓ,
અથવા સૂલીપેં ચઢાઓ, પર પણ નહિ છોડેંગે.
ભારત પ્રભુત હમ, સૈનિક સ્વરાજ્યકે હૈં.
ચિતામેં ભી ખાખ હોતે, ટેક નહિ તોડેંગે,—

પંડિત ઊંકારનાથ.

---

## નહિ રખની, નહિ રખની.

### ( ૭ )

નહિ રખની, નહિ રખની, નહિ રખની સરકાર, જાલિમ નહિ રખની,
મુસલમાન કા મક્કા ખોયા, મુસલમાનકા મક્કા ખોયા,
સિખ્ખોં કા દરબાર,—જાલિમ૦
જલિયાંવાલા બાગ કે બીચ, નિઃશસ્ત્રો પર ગોલી ચલાકર,
મારે હૈં હજાર,—જાલિમ૦

પેશાવરકે ચોકકી અંદર, નિર્દોષો પર ગોળી ચલા કર;
મારે કૈક હજાર.—જાલિમ૦
જવાહીર કો પીંજર પાયા, વલ્લભભાઇ કો પીંજર પાયા,
ગાંધીજી કો પીંજર પાયા. સેન, ઓઝ કો પીંજર પાયા,
ઐસી હૈ બદકાર—જાલિમ૦

## શૂરા જીતે સંગ્રામ

(૮)

શુરા જીતે સંગ્રામ— માથાં મેલી:
માથું આપે નાક ન આપે,
એ શુરાનાં કામ— માથાં૦
લડવા ટાણે શૌર્ય બતાવે,
તુચ્છ ગણે ધનધામ— માથાં૦
ટેક નિભાવે નામ ઉજાળે,
કાયા કરે કુરબાન— માથાં૦
હટવાનું તો નામ ન જાણે,
છાતીએ ઝીલે બાણ— માથાં૦
જુલ્મીના જુલ્મોને છેદે,
ન્યાય કાજે લડનાર— માથાં૦
સત્યના કાજે લડનારાનું
મૃત્યુ અમર ગણાય— માથાં૦

---

## ચાલો જુવાનો

(૯)

ચાલો જુવાનો ચાલો, કરવા માતૃભૂમિ આઝાદ.
કેસરિયાં કરીને ચાલો, કરવા માતૃભૂમિ આઝાદ;

સ્વાતંત્ર્ય સાધવા કાજે, સોનેરી ટાણું આજ,
ગાંધીની નોબત બાજે— કરવા૦
છો તોપબંદૂકો લાવે, જુલ્મોના ડુંગર આવે;
સૈનિકને મરવું ભાવે— કરવા૦
શાંતિના શસ્ત્રે લડવું, પાછું પગલું ના ભરવું;
હસતે મુખડે રણ મરવું— કરવા૦
સઘળા ધંધાને મેલો, પામર બંધન હડસેલો;
અવસર છે આજે છેલ્લો— કરવા૦
જોબન શક્તિ વધાવો, આ દૈવી યુદ્ધ દીપાવો,
રણસંગ્રામે ઝુકાવો— કરવા૦

## સરકારી નોકરી

(૧૦)

કેમ થાયે સરકારી નોકરી રે,
જેણે પકડયા ફુરા સરદાર;
કરે સરકારી નોકરી આ સમે રે,
દેશદ્રોહી પૂરા કહેવાય.
દેશદ્રોહી બનીને જીવવું રે,
હિંદમાતાની કુખ લજવાય,
પેટ કાજે ડુબાડે દેશને રે,
દેશ દેશે લાખો ધિક્કાર:
નથી સરકાર કોઇને પોતાની રે,
પોષનારો પ્રભુ ભગવાન;
પટેલાઇ ને નોકરી સર્વનાં રે,
દીઓ રાજીનામાં ધરી હામ:
ધન્ય વેળા, ઘડી આ ધન્ય છે રે,
નોકરીને લગાવો લાત.

———

## ફરો સાંધા ઢીલા

(૧૧)

સાંધા ઢીલા સરકારના રે,
શસ્ત્ર છોડીને શુદ્ધ અસહકાર:
પરદેશીઓનું ના ટકે રે,
દેશીઓ જો તજે સહકાર:
પરદેશીએ આ હિંદનું રે,
લૂંટયું નાણું હજારો લાખ:
પરદેશીએ આ હિંદના રે.
બધા ધંધાનો કીધો નાશ:
પરદેશીએ આ હિંદનાં રે,
લૂંટયા વસ્ત્રો, ઘી, દૂધ ને ધાન્ય:
ડી નોકરીઓ સાબને રે,
છોટી છોટીમાં હિંદનાં બાળ;
પાખણુ ને મેવો સાબને રે,
પૂરૂં પામે ન હિંદીઓ ધાન;
ો છે ગોરાને જેલમાં રે,
હિંદી નેતાને ડાકુ મનાય;
માળો સરકારી નોકરી રે,
પ્રભુપંથે વળો ધરી હામ.

---

## અમે સિપાહી

(૧૨)

અમે સિપાહી પૂર્ણ સ્વરાજ્યનારે,
જાત હોમીને લેશું સ્વરાજ્ય—અમે૦

નથી પરવા ધંધાની આ સમે રે,
ધૂન લાગી છે લેવા સ્વરાજ્ય—અમે૦
નથી ચિંતા કુટુંબની આ સમે રે,
ચિત ચોટયું છે લેવા સ્વરાજ્ય—અમે૦
નથી પરવા ઝરૂખા મહેલની રે,
મરી ફીટીને લેવું સ્વરાજ્ય—અમે૦
નથી પરવા જાલિમના જુલ્મની રે,
મોત ભેટીશું લેવા સ્વરાજ્ય—અમે૦
આજ મસ્તી છે પૂર્ણ સ્વરાજ્યની રે,
મા ભારતનો જયજયકાર—અમે૦

૧૩

અમે ડરતા નથી કદી જુલ્મથી રે.
જુલ્મીનો જગતમાં નાશ છે રે,
સત્યવાદીનો જયજયકાર— અમે૦ ૧
જુલ્મ સામે નીડર થઈ ઝુઝશું રે,
ભલે માથું ને ધડ જુદાં થાય—અમે૦ ૨
નહિ નમશું અમે સરકારને રે,
ભલે કાયાના કટકા થાય—અમે૦ ૩
તોપ, બંદૂક, બૉમ્બ ખડાં થકી રે,
નહિ ફાવે જાલિમ સરકાર—અમે૦ ૪

૧૪

તોડશું, તોડશું તોડશું રે,
અમે ગીરોનો કાયદો તોડશું;
વીસરજી નાખ્યાં સરકાર દૂરે,
એવો એ કાયદો તોડશું રે—અમે૦
દૂર કરીબને, દૂરે અપંકને.
જુલ્મી એ કાયદો તોડશું રે—અમે૦

૧૩

લૂંટે અભણને, લૂંટે ગામડિયા,
પાપી એ કાયદો તોડશું રે—અમે૦
રોજી તોડી છે લાખો લોકોની,
એવો એ કાયદો તોડશું રે—અમે૦
ચાલો જુવાનો કરી કેસરિયાં,
મીઠાનો કાયદો મોડશું રે—અમે૦

૧૫

પ્રાણ થકી પ્યારી રે, અમને આઝાદી માતની
સર્વસ્વ દેશું પાછું ન જોશું;
લેવા આઝાદી માતની—પ્રાણ૦
વિઘ્નો હજારો ઓળંગી જઇશું;
આશિષ વરસે માતની—પ્રાણ૦
કરી કેસરિયાં માડીશું મોરચા;
તોડીશું બેડીઓ માતની—પ્રાણ૦
ઝુઝે બત્રીસા આઝાદી જંગે;
સાધે આઝાદી માતના—પ્રાણ૦

૧૬

નહિ હટશે, નહિ હટશે,
બહાદુરો પાછા નહિ હટશે.
લડશે લડશે સમરાંગણમાં,
છોને ફના થવાય—પાછા૦
કુરબાની કરતાં નહિ થાકે,
ઘૂમે રણમેદાન—પાછા૦
જુલમઘંટીમાં છોને પીલે,
શેતાની સરકાર—પાછા૦
જુલમોથી રોળાયાં જગમાં
લાખો જુલમી રાજ—પાછા૦
રણે ચડેલા સત્યાગ્રહીઓ,
નમાવશે સરકાર—પાછા૦

૧૭

અમે ડરતા નથી સરકારથી રે,
સદા ભજીએ ભલા ભગવાન. અમે૦
બીક રાખે મનુષ્યો બાયલા રે,
અમે બહાદુર ને બળવાન. અમે૦
બીક રાખે હરામી આળસુ રે,
હાથપગમાં અમારે તાન. અમે૦
માર ખાશું નહિ અમે કોઈનો રે,
નહિ વેઠી લેશું અપમાન. અમે૦
છેતરાશું નહિ અમે કોઈથી રે,
હવે રૂડું મળ્યું છે જ્ઞાન. અમે૦
બાપુના બોલ અમે પાળશું, રે
હવે રહ્યા નથી હેવાન. અમે૦

૧૮

તમે ડરશો નહિ કદી જુલમથી રે,
જુલ્મીમાં નથી બળ કાંઈ—તમે.
સત્યપંથે સદા સહુ ચાલજો રે,
જુલ્મીના જુલમ કરો દુર—તમે૦
જુલ્મીનો જગતમાં નાશ છે રે,
સત્યવાદીનો જય જયકાર—તમે.
સત્ય કાજે સહન કરજો બધું રે,
ભલે માથું ને ધડ જુદાં થાય—તમે.
જુલ્મ સામે નિડર થઇ ઝુઝજો રે,
ધરી સત્યરૂપી તલવાર—તમે.

લીધી પ્રતિજ્ઞા પાળશું પ્રેમે, જુલમની છે નહિ પરવા. યતo
હોમાઈ જાશે લોક હજારો, માતાનાં દુખડાં હરવા. યતo

૨૨

યુવકો ઝુકાવજો રે, ભારત આઝાદી જંગમાં૦
લાજે યુવાની ઘરમાં ભરાયે,
આવી ઝુકાવો જંગમાં--યુવકો૦
લાજે જુવાની કાયર બન્યાથી,
એલો શૂરા સંગ્રામમાં--યુવકો૦
દીપે જુવાની માથું મેલ્યાથી,
ભરતી થાઓ રણરંગમાં--યુવકો૦
કરી કેસરીયા મર્દોને મોરચા,
ભારત આઝાદી જંગમાં--યુવકો૦

---

## 'નહિ નમશે નિશાન ભૂમિ ભારતનું'

૨૩

નહિ નમશે નહિ નમશે, નિશાન ! ભૂમિ ભારતનું.
ભારતની એ ધર્મ ધ્વજાનું (૨)
સાચવશું સન્માન !–ભૂમિ ભારતનું, નહિ નમશે૦
એકય તણો એ અમરપટો છે, (૨)
મુક્તિનું વરદાન !–ભૂમિ ભારતનું; નહિ નમશે૦
ભારત માતાના મંદિર પર એ, (૨)
શાંતિનું એંધાણ !–ભૂમિ ભારતનું: નહિ નમશે૦
ચક્ર સુદર્શન અંકિત એ તો, (૨)
હિન્દી જનના પ્રાણ !–ભૂમિ ભારતનું: નહિ નમશે૦
સફેદ લીલું લાલ ત્રિરંગી (૨)
વિજયનું મંધાણ !–ભૂમિ ભારતનું: નહિ નમશે૦
સફેદમાં રડુ ધર્મે ધાર્યું (૨)
ઈશ્વરનું ફરમાન !–ભૂમિ ભારતનું: નહિ નમશે૦

લીલામાં ઇસ્લામી ધર્મે (૨)
રાખ્યું પાક કુરાન !–ભૂમિ ભારતનું — નહિ નમશે૦
લાલ સનાતન આર્યપ્રજાનું (૨)
મંગળ મૂર્તિમાન–ભૂમિ ભારતનું: — નહિ નમશે૦
અચળ અમારે આંગણ એ તો (૨)
સ્વરાજ્યનું મંડાણ !–ભૂમિ ભારતનું: — નહિ નમશે૦
સાચા હિન્દી શૂરાઓનું (૨)
એ છે વિજય સુકાન !–ભૂમિ ભારતનું: — નહિ નમશે૦

---

## કદી નથી હારવું,

૨૪

કદી નથી હારવું, હવે નથી હારવું—
ભલે જાનમાલ જાય—કદી૦
કેદ આવે, ફાંસી આવે,
તોપ ને તલવાર આવે.
બોમ્બ ને બન્દુક આવે, તોપે નથી હારવું.
જીવીને સ્વરાજ લેશું,
મરશું તો મુક્તિને વરશું,
ગુલામી ના વેઠશું—કદી૦
જુઠા સામે સાચ ખેલે,
દાનવ સામે દેવ ખેલે,
એવો આ સંગ્રામ ખેલો—કદી૦
ઇશ્વરની આશીષ વરસે,
ભલે ના હથિયાર પાસે,
નિશ્ચે હવે જીત થાશે—કદી૦

---

## રણહાક

### ૨૫

હાક પડી વીર નર જાગજોરે,
બની બહાદુર આવાર (૨)
રણનાં રણશીંગડાં વાગીઆં. ટેક

સાબરમતીથી સૈન્ય નિસર્યુંરે,
બન્યા ગાંધી સરદાર (૨)
ગામડાં જગાવતા ચાલીઆ,
દાંડી મીઠાને કાજ (૨) —— રણનાં!

સંગ્રામ રંગ ખૂબ જામીઆરે,
બધી ભારત મોઝાર (૨)
દશે દિશાઓ ડગમગી
સમજો સાનમાં આ સાર (૨) રણનાં૦

મારો નહિ મરતાં શીખોરે,
એવો ગાંધીજીનો મંત્ર (૨)
મંદિર ગણો તમે જેલને,
તમે થાશો સ્વતંત્ર (૨) રણનાં૦

ઝુઝે છે વીર બધા જંગમાંરે,
ધરી અહિંસાની ઢાલ (૨)
જેલમાં જતાં જે ડરે નહિ,
સુખે દેતાં જાનમાલ (૨) રણનાં૦

સતના સંગ્રામ જાગીઆરે,
સૌ આવો નરનાર (૨)
શેતાનોથી દૂર ભાગજોરે,
તજો ભૂંડી સરકાર (૨) રણનાં૦

દેશના બંધુ જાગજોરે,
તજી આળસ તમામ, (૨)
આવો અવસર નહિ આવશે;
રાખો ભારતનું નામ (૨)          રઘુનાં૦ ૭

---

## વિદેશી ફેરીઆને

૨૬

આધો આધો વિદેશી ફેરીઆ રે,
મારાં ધર્મનાં ધામ અભડાય રે—આઘો૦
બાર ખુલ્લાં બારાં ખુલ્લી બારીઓ રે,
મારાં દ્રવ્ય ડેલી બહાર જાય રે—આઘો૦
મારાં અર્ધભૂખ્યાં આ બાહુરાં રે,
બળે ભોજનીયાં ધૂળ થાય રે—આઘો૦
માગે ધોળી ટોપી ધોળાં આંગલાં રે,
મારાં બાલુડાં બળી જાય રે—આઘો૦
મારાં દુધમલ મોંઘલાં મીઠડાં રે,
એની આરોગ્યતા અટવાયે—આઘો૦
તારાં ઝગ દારૂના ડોસમાં રે,
મારા પિતૃ ને દેવ દુભાય રે—આઘો૦
દેવ સોહે સુતરને છોગલે રે,
એનાં છોગલીયાં છોવાય રે—આઘો૦
મારી આછી પૂણીનાં ઉજળાં રે,
મારાં આસનીયાં અચકાય રે—આઘો૦
મારાં ભજન પૂજન ભૂલાવતો રે,
મારાં કીર્તનીયાં કચવાય રે—આઘો૦

## ૨૬

ભભરાવી આંખોમાં ભૂરકી રે,
    કર્મ ધર્મ ને અર્થ લુંટાય રે—આધો૦
ક્ષેત્રપાળ જાગ્યા આ ખાદીના રે,
    એની આંખ રાતી ચોળ થાય રે—આધો૦
જો લાખો કરોડો લુંટતો રે.
    હવે હિન્દી નહી હંફાય રે,—આધો૦

---

## ૨૭

દેશનો ઉદ્ધાર મારા દેશનો ઉદ્ધાર,
    સુતરને તાંતણે મારા દેશનો ઉદ્ધાર.
સર્વે દેશપ્રેમીઓ ખાદી જ પહેરશે,
    ખાદીથી સુંદર શરીર ઢંકાય—સુ૦
સર્વે ભાઇ બ્હેનો કાઢે સુતરનો તાંતણો,
    એરે તાંતણાથી ખાદી વણાય—સુ૦
રેંટીયાનું ચક્ર રાખો ઠામ ઠામ ભાઇ,
    રાખીને કાઢો તાર વિશાળ—સુ૦
ગરીબ ભાઇઓનું જીવન છે ખાદી,
    ખાદીથી રંકનું જીવન પોષાય—સુ૦
હાથે કતિલીને હાથે વણેલી,
    એરે ખાદી આનંદથી પહેરાય—સુ૦
બાપુ ગાંધીનું નામ જ લેતાં,
    રૂડા રેંટીયાથી ઝીણું કંતાય—સુ૦

---

૨૮

રે! જાગો જુવાનો જાગો.
રે! જાગો જુવાનો જાગો.
પવન ફરીને લાગ્યો વાવા,
વાદળ માંડયું છે ઘેરાવા
કહીં કહીં વીજળી કરે સળાવા
જાગો જુવાનો જાગો
રે! જાગો જુવાનો જાગો.

× ×

પ્રચંડ વાવાઝોડું થાશે,
વંટોળા ચઢશે આકાશે,
ઘર ઘરનાં આંગણુ ઘેરાશે;
જાગો જુવાનો જાગો.
રે! જાગો જુવાનો જાગો.
સચિંત દુઃખના ભારે સોતી,
જનની સુખડાં જોતી જાતી;
ઊભી છે રણુવગડે રોતી;
જાગો જુવાનો જાગો.
રે! જાગો જુવાનો જાગો.
તન મન ધનથી છેક થઈ ક્ષીણુ,
સંકટ સહતી પડી પરાધીન;
ઝંખે સ્વતંત્રતાનો એ દીન;
જાગો જુવાનો જાગો.
રે! જાગો જુવાનો જાગો.
વિશ્વાસની વાતોમાં ગાંડી;
પ્રેમકથાના સ્વપ્નાં છાંડી;
પરાક્રમે કાંઈ પગરણુ માંડી;
જાગો જુવાનો જાગો.

## ૨૨

રે ! જાગો જુવાનો જાગો,
આંખમહીંથી ઉંઘ ઉડાડો;
સકલ આપણો સાથ જગાડો;
યૌવનની રણતૂર વગાડો;
જાગો જુવાનો જાગો.
। જાગો જુવાનો જાગો.

---

## ૨૯

ઉઠો ઉઠો યુવક ઉઠો યુવતિ રે
દુઃખે ભારતી માતા રીબાય—ઉઠો
પરદેશી લુટે ચોપાસથી રે
લીલાં ખેતર ગોધા ચરી જાય—ઉઠો
માતા અંગે અંગોમાં વાધી વેદના રે
છોડો ભોગોને છોડો વિલાસ—ઉઠો
એના માયાવી રાજ્યની મોહિની રે
નાંખી ભુરકીને હીર હરી જાય—ઉઠો
જોઇ સાઇમન કમીશન લાવીઓ રે
એથી સિદ્ધિ સ્વરાજ્યની શું થાય?—ઉઠો
પુંઠ પડી આપેલા એના હક્કમાં રે
હક્ક આપ બળેથી લેવાય—ઉઠો
દેવી ગુર્જરીનો ગાંધી મોહન એક છે રે
બીજો બારડોલી વીર સરદાર—ઉઠો
બારડોલીએ બારણું ઉઘાડીઆં રે
એ જ મારગે મેળવો સ્વરાજ—ઉઠો

---

## ૨૩

# ખપ્પર ભરો ભરો હો

૩૦

ભર ભર મારૂં ખપ્પર ભૈયા ! ઓ ભારતના વાગી
ઘર ઘર ભીખું હરનિશ ફરતી હું જુગજુગની પ્યાસી.
ખપ્પર ભરો ભરો હો!

ક્ષણ ક્ષણ ગણતાં મન શોષાયું શોષાયું તન ત્રાસી
બારબાર સૈકાથી ભટકું અરે ! અરે ! ઉપવાસી --ખપ્પર

અંજલી નાખે ખોબો નાખે નાખે કો ભર પ્યાલી
જૂગજુનું તળીયું લે ગોપી ખપ્પર તો રહે ખાલી—ખપ્પર

ઓ ભૈયા જુગના જુગ વીત્યા હવે નહી એ ચાલે
નદ ઉલટાવો સિંધુ ભરાવો છલછલ ભરો ઉછાળે—ખપ્પર

ગાજવીજ ને મૂશળધારે રેલ રેલ જગ છાની
એક ઝપાટે નવ ચોમાસું વીર ! તૃષા ન છીપાતી—ખપ્પર

જ્યોતિ જ્યોતિ ઘરઘર જો સળગ્યો રોતી રોતી શું માગું?
શિર કાપી ખપ્પરમાં નાખો કરો કાળજું આખું—ખપ્પર

એક કેસરીની ત્રાડે તો ભરી દીસે વનવસ્તી
એક વીરરસની મસ્તીમાં કરુણતણી ક્યાં હસ્તી—ખપ્પર

અધ ઉઘડ્યાં છે દ્વાર પ્રભાનાં ઓ ભૈયા ઝટ આવો
ખપ્પર મારૂં ભરો વીરત્વે પૂર્ણ પ્રભા રેલાવો—ખપ્પર





## પ્રતિજ્ઞા

૩૧

અમે લીધી પ્રતિજ્ઞા પાળશું રે,
ભલે કાયાના કટકા થાય. અમે૦
ભલે વરસે વરસાદ મહા જુલ્મનો રે,
ભલે થવાનું હોય તે થાય. અમે૦
અમે ગુજરાતનું નામ નહિ બોળશું રે,
ભલે માથુ ધડ જુદાં થાય. અમે૦
અમે ઝીલ્યા કેસરીયા પ્રેમથી રે,
ભારતની રાખવા લાજ. અમે૦

## વંદેમાતર

૩૨

સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્યશ્યામલામ્ માતરમ્—વન્દેમાતરમ્
શુભ્ર જ્યોત્સ્નામ્ પુલકિત યામિનીમ્
ફુલ્લકુસુમિત દ્રુમદલ શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુર ભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્—વન્દેમાતરમ્
ત્રિશત્કોટિ કંઠ કલકલ નિનાદ કરાલે
દ્વિત્રિંશત્કોટિ ભુજૈર્ધૃત ખર કરવાલે ?
કે બોલે મા તુમિ અબલે ?
બહુ બલધારિણીમ્ નમામિ તારિણીમ્
રિપુદલ વારિણીમ્ માતરમ્—વન્દેમાતરમ્

—બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય.

## છેલ્લી પ્રાર્થના.

હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ,
કલેજાં ચીરતી કમ્પાવતી અમ ભય-કથાઓ,
મરેલાનાં રૂધિર ને જીવતાનાં આંસુડાંઓ,
સમર્પણ એ સહુ તારે કદમ પ્યારા પ્રભુઓ ! (૧)

× × × ×

પ્રભુજી ! પેખજો આ છે અમારૂં યુદ્ધ છેલ્લું,
બનાવો હોય જો કારણ અમારૂં લેશ મેલું.
અમારાં આંસુડાં ને લોહીની ધારે ધુવેલું.
દુવા માગી રહ્યું જો સૈન્ય અમ તત્પર ઉભેલું. (૨)
નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે આટલી કે માતની હાકલ પડી છે.
જીવે આ માવડી એ કાજ મરવાની ઘડી છે
ફિકર શી—જ્યાં લગી તારી અમો પર આંખડી છે ? (૩)
જુઓ આ તાત ! ખુલ્લાં મૂકિયાં અંતર અમારાં,
જુઓ હર જખ્મથી ઝરતી હજારો રક્તધારા,
જુઓ છાના જલે અન્યાયના અગ્નિ-ધખારા,
સમર્પણ હો ! સમર્પણ હો ! તને એ સર્વ પ્યારા ! (૪)
ભલે હો રાત કાળી આપ દીવો લૈ ઉભા જો ?
ભલે રણ પથારી, આપ છેલ્લાં નીર પાજો ?
લડન્તાને મહા રણ-ખંજરીના ઘોષ ગાજો ?
મરન્તાને મધુરી બંસરીના સૂર વાજો ? (૫)
તૂટે છે આભ-ઉંચા આપણા આશા-મિનારા,
હજારો ભય તણી ભૂતાવળો કરતી હૂંકારા;
છતાં વહેશે સમર્પણની સદા અણખૂટ ધારા,
મળે નવ માવડીને જ્યાં સુધી મુક્તિ કિનારા. (૬)

( મેઘાણી )

અત્યાગ્રહીઓ ઉપર ગુજારવામાં
આવતા અમાનુષી અત્યાચારો,
ધુમ ધડાકે થઇ રહેલી ચોમેરની
ધરપકડો, અને કરવામાં આવતી
ઢંગધડા વગરની સજાઓ—

નો મર્મ શો છે?

ખુલ્લી છાતીએ ગોળીઓ ઝીલજો.
મરજો પણ મુઠી ન ખોલજો
એવી ઉચ્ચવાણી

પૂજ્ય ગાંધીજી શા માટે ઉચ્ચારી રહ્યા છે!

તેનો જવાબ જોઇતો હોય તો

"શ્રમજીવી મહિન્દના પૂર્ણ સ્વરાજ્યની અત્યારની
લડતનો ટાંકણું"

પ્રગટ થએલાં નીચેના પુસ્તકો વાંચો—

| | |
|---|---|
| મીઠાવેરો યાને હિન્દની પાયમાલીની કરુણ કથા | ૦-૨-૦ |
| ગાંધીજીના ઉદ્ગારો. (મીઠાવેરો ભાગ ૨ જો) | ૦-૧-૦ |
| ખેડૂતની ખરાબી. | ૦-૧-૦ |
| સ્વતંત્રતાનાં ગીતો. | ૦-૧-૦ |
| હૃદય પલટો યાને અદ્ભુત બલિદાન | ૦-૧-૦ |

બીજા કોઇ પણ પુસ્તક માટે લખો

દરેકનું પોસ્ટેજ અડધો આનો જુદું
ગામેગામ લેનારને ફાયદેથી.

મુંબઇના એજન્ટ
શ્રી. જમનાદાસની કું
[illegible] સ્ટ્રીટ મુંબઇ ૨

મળશે
એમ. જે. શાહ.
માદલપુર-અમદાવાદ.